॥ ॐ श्री तत्सत परमात्मने नमः ॥

# સત્યવાદી બદમાશ

યાને

## હું લુટારો કેમ થયો ?



આવૃત્તિ પહેલી — તા. ૧-૬-૨૮

કિંમત ૨ આના.

પ્રગટ કર્તા— ગુલાબરાય બી. અંતાણી.

## પુષ્પ ૧ લું.

### એક લાખનો ગોટાળો.

આજ મુબઈ જેવી અલબેલી નગરીમાં કોણ જાણે કેટલાએ આવા બીચારા કંગાલીયત સ્થીતીમાં પોતાનું જીવન ગુજારતા હશે? આપણું ખરૂં કર્તવ્ય શું છે? અને આપણને દુનિયામાં શું જરૂરનું છે. તેનો ખ્યાલ મુંબઈ જેવી નગરીમાં વસનાર કેટલાએક શ્રીમંતોને હોતો નથી. આપની વાર્તાનો મૂળ નાયક મી. ગુલાબરાય બી. એ. કે જે પોતાની ખરી સ્થીતીથી બતાવી આપે છે કે, દુનિયામાં હમેશાં પૈસા તો રાજા મહારાજા અથવા કોઇ કંજુસ પાસે પણ હોય છે, તેથી લોકો માણસની કીંમત નથી કરતા. હવે આપણે આગળ ચાલીએ. શનીવારનો ત્રણ વાગાનો ટાઇમ હતો, તેવામાં નારણદાસ એડવોકેટ કે જે પોતાના પિતાના પચીસ લાખ રૂપીઆમાંથી એક વિમા કંપની કાઢી હતી. તેના તેઓ હાલ માલેક હતા. તેમનાં મગજમાં પૈસાનું મોટું અભિમાન હતું. જેથી તેમની ઓફીસ અથવા ઘેર કોઇ નોકર લાંબો વખત રહી શકતું નહિ. કોઇ છ મહિને તો કોઇ બે મહિને નોકરીમાંથી રજા લઇને ચાલ્યા જતા. નારણદાસ શેઠની ઓફીસમાં મી. ગુલાબરાય કે જે, ઘણોજ પ્રમાણિકતાથી કામ કરનાર હતો તથા મી. મણીલાલ મારવાડી કે જે ઘણોજ દગાબાજ હતો. અહીં મી. ગુલાબરાય ક્લાર્કનું કામ કરતો અને મી. મણીલાલ હિસાબ રાખવા માટે રહેલ. ગુલાબરાયને માસીક પગાર રૂપીઆ સવાસો મલતા પરંતુ મુંબઈ જેવાં શહેરમાં આજકાલ મકાન તેમજ બીજાં ખર્ચો વધ્યા જાય છે એટલે

ગુલાબરાયને પગારમાંથી કાંઇ બચતું નહિ. આમ બેઉ જણા પોતાનું કામ કરતા હતા એટલામાં દરવાજા બહાર મોટરનાં ભુંગળાંનો અવાજ થયો તે સાથે મી. નારણદાસ ઓફીસમાં દાખલ થયા. હાલ પોતે પ્રખ્યાતીમાં આવેલ હતા જેથી ખુશમિજાજમાં તેઓ જણાતા હતા. થોડીવાર રહીને નારણદાસ શેઠે ગુલાબરાયને કાંઈ કામ માટે બોલાવ્યો જેથી ગુલાબરાય ત્યાં ગયો ત્યારે નારણદાસ શેઠે મી. ગુલાબરાયને એક લાખ રૂપીઆ આપતાં કહ્યું કે આજે હંમેશ કરતાં ઓવર ટાઇમ થઇ જવાથી આ રૂપીઆ આવતી કાલે બેંકમાં મોકલાવશો. તેજ વખતે દરવાજા નજીક આપણા મહેતાજી મણીલાલ કે જે ગોલ્ડન ગેંગની ટોળીના સરદારની માફક કોઇ શીકાર શોધતા હતા. જેણે ઉપરની હકીકત સાંભળી લીધી. ગુલાબરાયે તરતજ પૈસા તીજોરીમાં મૂકી અને તેની ચાવી પોતાનો કોટ ખીટી ઉપર લટકાવેલ હતો તેના ગજવામાં મૂકી, પછી સાડાચારેકના સુમારે શેઠ ઘેર જવા માટે ઉપડયા. ત્યારબાદ મી. મણીલાલ ગુલાબરાયને કાંઇ હિસાબ બતાવવા ગયો તે દરમીઆનમાં કોઇનો ટેલીફોન આવવાથી ગુલાબરાય તે સાંભળવા જરા પોતાની જગાએથી ઉઠીને રીસીવર ઉંચકવા ગયો, એટલામાં મણીલાલે ગુલાબરાયનાં ગજવામાંથી તીજોરીની ચાવી લઈ લીધી. પાંચ મીનીટ પછી મણીલાલ પોતાની જગાએ બેસી ગયો. હવે ગુલાબરાય પોતાનું કામ પૂરૂં કરીને ત્યાંથી ઘર તરફ ચાલી નીકળ્યો. આજ તેનું નશીબ કાંઈ જુદે રસ્તે ચાલી રહ્યું હતું. ગુલાબરાયના ગયા બાદ મણીલાલે તીજોરી ખોલીને તેમાંથી રૂપીઆ એક લાખ કે જે નારણદાસ શેઠે ગુલાબરાયને સાચવવા આપ્યા હતા તે લઇને તીજોરી બંધ કરી દીધી અને પોતે જરા ખોંખારા કરતો ઘર તરફ વળ્યો.

# પુષ્પ ૨જું.

## ગુલાબરાયની પડતી.

ગુલાબરાયે જ્યારે પોતાના ઘરમાં પગ મૂકયો ત્યારે મકાનના ભાડાં ઉઘરાવનાર ભૈયો મલ્યો તેણે ગુલાબરાયને કહ્યું કે શેઠ ભાડેકા પૈસા દયો જવાબમાં ગુલાબરાયે જણાવ્યું કે આવતી કાલે આપીશ ત્યારે ભૈયાએ જવાબ આપ્યો કે દેખો અભી જો તુમ તીન મહિનેકા પૈસા ન દયોગેતો ફીર તુમારી આબરૂ ન રહેગી. આટલું કહીને તેણે તો રસ્તો માપ્યો હવે ગુલાબરાયને વિચાર થયો કે શુ કરવુ ઘરમાં ગુલાબરાયની માતા ચંદ્રીકા પથારીમાં બીમાર અવસ્થામાં સુતેલ, તેની પાસે આવીને ગુલાબરાયે તબીયતના સમાચાર પુછ્યા ત્યારે તેની માતાએ એ કહ્યું કે આજે જરા શાંતી છે બેટા તું મારા માટે નારંગી લાવ્યો ? જવાબમાં ગુલાબરાયે કહ્યું કે માતા હમણાંજ હું શેઠના બંગલે જાઉં છૂં અને પૈસાની માંગણી કરીને નારંગી લેતો આવીશ ત્યાર બાદ તરત ગુલાબરાયે નારણદાસ શેઠને ઘેર જવાનો વિચાર કર્યો અને ત્યાંથી ઉભે પગે જવા તૈયાર થયો. નારણદાસ શેઠનું મકાન ચોપાટીના રસ્તે ન્યુ ક્વીન્સ રોડ પર આવેલ એટલે ગુલાબરાયના મકાનથી બે માઇલનું અંતર હતું જેથી ટ્રામમાં જવા માટે ગુલાબરાયે પોતાનાં ગજવામાં તપાસી જોયું કે કેટલા પૈસા છે, તો માલમ પડયું કે ત્રણ પૈસા છે. પુરો એક આનો પણ ન હતો. જેથી તે આસ્તે આસ્તે પગે ચાલતો છેવટે સાડા ૭ વાગે નારણદાસ એડવોકેટના બંગલા નજીક આવી પહોંચ્યો અને દરવાજા ઉપર જોયું તો એક બોર્ડ "રજા વગર કોઇએ

અંદર દાખલ થવું નહિ." આવું લખેલ વાંચ્યું. જેથી ગુલાબરાયે એક ચીઠી લખીને દરવાજાવાળાને આપીને કહ્યુ કે મારે જરા શેઠ સાથે રૂબરૂ કામ છે માટે આ ચીઠી નારણદાસ શેઠને આપી આવ જેથી તે ચીઠી શેઠ પાસે જતાંજ શેઠે તે વાંચી તો તેમાં નીચે મુજબ લખેલ હતું, શ્રીમાન શેઠ સાહેબ નારણદાસ શેઠની સેવામાં આપને જણાવવાનું કે હું આપને હમણાં જરૂરી કામ માટ રૂબરૂ મળવા માગું છું.

લી. આપનો સેવક

**ગુલાબરાય બી. અંતાણી.**

ઉપર મુજબનું લખાણ વાંચીને શેઠે જવાબમાં ગુલાબરાયને જણાવ્યું કે હાલ હુ આપને મળી શકીશ નહિ. ગુલાબરાય ન્હોતો જાણતો કે શેઠ મને છેક આવો જવાબ આપશે પછી ગુલાબરાયે જેને ચીઠી આપેલ તે પટાવાળાને પૂછ્યું કે હાલ શેઠ શું કરે છે. ત્યારે પટાવાળાએ જવાબ દીધો કે અત્યારે શેઠ આજે શનીવાર છે માટે સાતથી નવ વાગ્યાના ખેલમાં ઇમ્પીરીયલ સીનેમામાં સત્યવાદી બદમાશની ફીલમ જોવા જશે અને હાલ બંગલામાં શેઠાણી સાથે કાંઈ પ્રાઇવેટ વાતચીત કરે છે. આ હકીકતથી ગુલાબરાયે નીસાસો નાખતાં કહ્યું કે અહા કુદરતનો કેવો ઇન્સાફ કે હું એક પૈસા માટે એ માઇલથી ચાલીને આવ્યો અને અહીંઆ પૈસાનો હિસાબ પણ નથી ખરેખર દુનિયામાં એક બાજુ ચઢતી થનારને સુખનાં સ્વપ્નાં આવે છે જ્યારે બીજી બાજુ મારા ઉપર દુખના ડુંગર પડે છે. પરંતુ જ્યારે મનુષ્ય ઘણુંજ દુ:ખમાં આવે છે ત્યારે જરૂર તેને ઇશ્વર ઉપરથી શ્રધ્ધા ઉઠી જાય છે.



# પુષ્પ ૩ જું

## કુદરતનો ન્યાય.

જ્યારે મણીલાલ ભાઇ ઓફીસમાંથી ઘર તરફ આવતા હતા એટલામાં રસ્તે એક સોનેરી ટોળીનો પીધેલા જેવો મવાલી મણીલાલ ની પાછળ ચાલ્યો આવતો હતો. તે મવાલીએ મણીલાલનું ગજવું જરા ભારી જોવાથી વિચારેલું કે, જરૂર આમાં પૈસા હોવા જોઇએ અને તે લેવાના મતલબથી તેની પછવાડે પડયો હતો. અત્યારે મણીલાલ ભાઇનાં ઘરમાં કાંઇક નવોજ રંગ જામેલ હતો. મણીલાલની સ્ત્રી નામે નવરંગબાળા કે જેનામાં નામ પ્રમાણેનાજ ગુણો હતા. તેની ઉંમર અઢારેક વર્ષની હતી, અને મણીલાલભાઈની ઉંમર ત્રેપન વર્ષની હતી. મણીલાલભાઇએ આનાથી અગાઉ અગીઆર સૈરીઓ કરી અને, આ બારમો નંબર નવરંગબાળાને આપ્યો હતો. મણીલાલભાઇના ઘરમાં નવરંગબાળાને આવે હજુ ત્રણ માસ થયા હતા. અને તેમનું માન મણીલાલભાઈ ઠીક રાખતા. તેમના ઘરમાં રસોઇ કરવા માટે ઇશ્વરલાલ નામનો કોઇ ભૂલેશ્વરના બામટા જેવો રખડતો માણસ રાખેલ. ઇશ્વરલાલભાઇ જરા શરીરમાં મજબુત બાંધાના અને દેખાવડા હતા. જેથી આપના શેઠાણી નવરંગબાળા તેમના સાથે આડો વહેવાર ચલાવતાં, અત્યારે ઇશ્વરલાલભાઈ તેમનું શરીર ચાંપતા વિચારમાં બેઠેલા હતા. એટલામાં મણીલાલભાઇએ દરવાજો ખખડાવ્યો. એટલે ઇશ્વરલાલભાઇ રસોડામાં ગયા અને શેઠાણીએ દરવાજો ખોલતાં. મણીલાલભાઇને પૂછ્યું કે આજે આટલા ખોંખારા શાના

મારો છો ? શું વાઘ તો નથી માર્યોને. ત્યારે મણીલાલભાઇએ જણાવ્યું કે અરે વાઘનો શું પણ આજે હાથી માર્યો છે. પછી બેઉજણાં એક બારી પાસે ખુરસી ઉપર બેસીને વાત આગળ ચલાવી. મણીલાલે કહ્યું કે આજે શેઠ મારા ઉપર ખુશ થયા અને તેના બદલામાં રૂપીઆ એક લાખ મને ઇનામમાં આપ્યા. એક લાખનું નામ સાંભળતાંજ નવરંગબાળા ખુશ મિજાજમાં આવી ગઈ અને મણીલાલભાઇને કહ્યું કે વહાલા પૈસા તો મને ઘણાજ પ્રિય લાગે છે. શું તમને નથી લાગતા ? હવે આ પૈસામાંથી હું મારા માટે નવરંગી સાડી અને દાગીના મંગાવીશ પછી તો હું ખરેખર નવરંગની "બાળા" દેખાઇશ. અત્યારે "બેસ ભાગોળે-ખાસ છાગોળે અને ઘેર ધમાધમની માફક આ ધમાલ મચી રહી હતી હજુ પૈસાતો નવરંગબાળાએ જોયા નોતા, કે મણીલાલભાઈ પાસે છે કે તેઓ જુઠું બોલે છે, ત્યાર આગાઉજ મોજ શોખની વાતો. પછી નવરંગબાળાએ મણીલાલને જણાવ્યું, કે વ્હાલા અત્યારે તે રૂપીઆ મને આપો હું મારા પાસ સાચવું કારણ કે તમારા પાસેથી કોઈ લૂંટી જશે. ત્યારે મણીલાલે નવરંગને કહ્યું કે કોણે શેર સુંઠ ખાદી છે કે મને લૂટી જાય છતાં તને ખોટું લાગતુ હોય તો લે તું સાચવ આમ કહીને મણીલાલ ભાઇએ ગજવામાં હાથ નાંખ્યોતો હાથમાં પાંચ શેરનો પથરો આવ્યો. ત્યારે નવરંગબાળાએ કહ્યું કે કેમ રૂપીઆ કાઢતાં વખત લાગ્યો ? ત્યારે મણીલાલે જણાવ્યું કે મેં આ ગજવામાં રૂપીઆ મૂકયા હતા અને પથરો કેમ થઇ ગયો જરૂર કોઇ બદમાશનું આ કામ હોવું જોઇએ. અને હતું પણ તેમજ કે જ્યારે મણીલાલભાઇ વાતો કરતા હતા ત્યારે કોઈ બદમાસ બારીમાંથી આવીને તેના ગજવામાંથી પૈસા લઇને તેમાં પથરો મુકી દીધો હતો અને

કોણ જાણે ને બદમાસે શેર સુંઘ ખાધી હતી કે પછી શેર દારૂ પાધો હતો પણ ગમે તેમ તો પણ તે પોતાનું કીસ્મત અજમાવી ગયો. અહા કુદરતનો ન્યાય કેવો છે. કે મણીલાલે કેટલી મુસ્કેલીએ તે પૈસા મેળવ્યા હતા છતાં પણ તે તેની પાસે ન રહ્યા કેહવત છે કે "હુન્નર કરો હજાર પણ ભાગ્ય વિણ મલતું નથી" તે તદન સાચુંજ હતું હવે આપણે જોઇએ કે ઓફીસમાં આ લાખ રૂપીઆના ગોટાળા માટે કોણ ગુનેગાર માલમ પડે છે.

---

# પુષ્પ ૪ થું.

## નિર્દોષ ગુલાબરાયને જેલ જાત્રા.

શેઠને બંગલેથી પાછા ફરતાં ગુલાબરાયે જેમતેમ કરીને રાત્રી પુરી કરી અને સવારે ઉઠીને તે પોતાની માતાની તબીયત જોવા જાય છે તો માતા ગુજરી ગઇ હોય એમ જણાયુ તેણે માતાને બુમ મારી પણ જવાબ મળ્યો નહિ. એટલે જાણ્યું કે ભૂખનાં દુ:ખથી તેનો જીવ આ લોક છોડીને ચાલ્યો ગયો હશે. તેજ વખતે ગુલાબરાયે પ્રતિજ્ઞા કરી કે જ્યાં સુધી હું ગરીબો માટે ભિક્ષાન્ન તેમજ ધર્મશાળા ન બંધાવું ત્યાં સુધી કુંવારોજ રહીશ. ત્યાર બાદ જેમ તેમ કરીને તે ઓફીસનો ટાઇમ થઈ જવાથી તે કપડાં પહેરીને ઓફીસે ગયો. તે ન્હોતો જાણતો કે આજે તેના ઉપર ચોરીનું આળ આવનાર છે. જ્યારે ગુલાબરાયની માતા ગુજરી ગઇ ત્યારે તેના દીલમાં કેવું દુ:ખ થયું હશે? તેનો જેના ઉપર આવા બનાવ વિતેલ હશે તેનેજ ખ્યાલ હશે પરંતુ ગાડી કે મોટરમાં બાપ કમાઈ વાળા નારણદાસ એડવોકેટ જેવા

શ્રીમાન શેઠીઆ ઓને તે ક્યાંથીજ ખ્યાલ આવે કે પોતાના પૈસાનાં અભિમાનમાં દુનિઆમાં કોણ જાણે કેટલાએ ગરિબ આંસુ પાડતા હશે! આજ જ્યાં જુઓ તો પૈસાદાર પરંતુ શ્રી મંતાઈમાં નામ પહેલે નંબર પણ અંદર જેટલે દરજે શ્રી મંતાઈ હશે તેટલેજ દરજે તે શ્રીમંતોમાં હલકાઇ તેમજ તોછડાઇ, હું મોટો વગેરે દુર્ગુણો હશે આપણને શું, ઇશ્વર એમને સુખી રાખે હવે જ્યારે ગુલાબરાય ઓફી-સમાં આવ્યા ત્યારે શેઠ આવી ગયા હતા. એટલે ગુલાબરાયે તરત પોતાનું કામ શરૂ કર્યું. હાલ ઉનાળાનો વખત હોવાથી ગુલાબરાયે કોટ ઉતારીને ખુંટીએ લટકાવ્યો. થોડીવારે નારણદાસ શેઠે ગુલાબરાયને પોતા પાસે બોલાવીને કહ્યું કે ગઇકાલે જે મેં એક લાખ રૂપીઆ આપેલ તે આજે સંભાળીને બેંકમાં જમે. કરાવશો જ્યારે આ વાત ચાલતી હતી, ત્યારે આપણા નામીચા સરદાર મણીલાલ ભાઇએ તે તીજોરીની ચાવી ગુલાબરાયનાં ગજવામા મૂકી દીધી. કેમકે તે જાણતો હતો કે હમણાંજ ગુલાબરાય તીજોરી ખોલશે તો હું પકડાઇ જઇશ માટે આ વિચારથી તેણે ચાવી તેનાં ગજવામાં મૂકીને પોતે નિર્દોષના માફક કામ કરવા લાગ્યો. ગુલાબરાયે તરત તીજોરી ખોલીને જોયું તો અંદર પૈસા ન હતા. તરત ગુલાબરાયે શેઠને વાત કરી કે તીજોરીમાંથી રૂપીઆ કોઇ ઉઠાવી ગયું છે. ત્યારે ગુલાબરાયને શેઠે જવાબમાં પૂછ્યું કે તેની ચાવી તમે રાખોછો માટે તેના જવાબદાર તમેજ છો. છેવટે આનું પરિણામ એ આવ્યું કે કોર્ટે ગુલારાયને બે વર્ષની કેદની શિક્ષા ફરમાવી. નિર્દોષ ગુલોબરાયે લાચારીને લીધે કેદમાં બે વર્ષ રેહવાનો વિચાર કર્યો. પોલીસ તેને કબજે કરી અને લઇ ગઈ.

---

# પુષ્પ ૫ મું.

## સત્યવાદી બદમાસ.

દરમીયાન ગુલાબરાયે જેમ તેમ બે વર્ષ પુરાં કર્યાં ત્યાર બાદ એક દીવસે ગુલાબરાયે પોતાના સસરા રમેશચંદ્ર કે જે સટ્ટાના ધંધામાં રૂપીઆ એકાવન લાખ ગુમાવી બેઠા હતા. અને રમેશચંદ્રને ઉર્મીલા નામની સત્તર વર્ષની એક કુંવારી પુત્રી હતી. જેનું લગ્ન ગુલાબરાય સાથે કરવાનો વિચાર રમેશચંદ્રે કરેલ જેથી. ગુલાબરાય રમેશના બંગલે ગયો અને રમેશને વાત કરી કે હાલ મને પૈસાની જરુર છે માટે હું આપની પાસે મદદ માગવા આવ્યો છું. ત્યારે રમેશે જણાવ્યું કે તમો તો હવે ડામેચ કહેવાઓ છો. તેથી લચાર છું કે તમને હું મદદ કરી શકીશ નહિ. અને મારી પુત્રીનાં લગ્ન પણ તમારી સાથે હું કરીશ નહિ. કેમકે મારી આબરુને ધકકો લાગે તે માટે. ગુલાબરાયે તો તરત ત્યાંથી મુગે મોઢે ચાલવા માંડયું પણ તેટલામાં રમેશનો પ્રાઇવેટ સેક્રેટરી મી. શાંતીલાલે ત્યાં આવીને રમેશચંદ્રને વાત કરી કે આજે બજારમાં કપાસના ભાવમાં તેજી થવાથી આપની બે હજાર ગાંસડી વેચી નાંખી છે. અને તેના પૈસા હું જે રુપીઆ બે લાખ અવશે તે આવતી કાલે અહીં આપી જઇશ. ઉપરની હકીકત ગુલાબરાયે બહાર ઉભા રહીને સાંભળી, અને નિશ્ચય કર્યો કે જ્યારે મેં આના પાસે પૈસા માગ્યા ત્યારે તેણે મને આપ્યા નહિ તો હવે આવતી કાલે બહાદુરીથી હું મેળવીશ. પછી બીજે દહાડે બરાબર ટાઇમે શાંતીલાલ રૂપીઆ લઇને રમેશચંદ્રને આપવા જતો હતો, ત્યારે ગુલાબરાય તેની પાછળ જતો હતો અને દરવાજામાંથી જોવા લાગ્યો કે તે પૈસા કયાં મુકવામાં આવે છે. છેવટે

રમેશે તે બે લાખ રુપીઆ પોતાના કોટનાં ગજવામાં મૂક્યા અને કોટ બારી પાસે ખીટી ઉપર મૂક્યો. પછી શાંતીલાલે ત્યાંથી રજા લીધી. અત્યારે ગુલાબરાયે કોઈ પઠાણ જેવાં કપડા પહેરેલાં હતાં, જેથી તેને કોઈ ઓળખી શકતું નહિ કે તે કોણ છે. પછી ગુલાબરાયે કોઇ દવાથી પોતાના જમણા હાથ ઉપર લાલના એકકાની નીશાની કરી અને જમણા હાથે બારીમાંથી કોટ લઇને તેમાંથી બે લાખ રૂપીઆ લઇને ફરી તે કોટ અંદર મુકવા જતો હતો, એટલામાં મી. રમેશે તેના હાથ ઉપરનું લાલ નિશાન જોયું. ગુલાબરાયે તરત બીજી દવાથી તે નિશાની કાઢી નાંખી અને પોષાક પણ હિંદુનો પહેરીને ત્યાંથી આગલ ચાલવા માંડયુ ગુલાબરાયે તેનાં ગજવામાંથી પેસા લીધા ત્યારે એક પત્ર લખીને તે રમેશના ગજવામાં મુકયો હતો. રમેશે તરત કોટ ઉપાડીને જોયુ તો ફકત એક ચીઠ્ઠી હાથમાં આવી. તરત તે વાચવા માંડી, તેમાં નીચે પ્રમાણે હતું,

હું રૂપીઆ ગરીબોના ભલા માટે લઈ જાઉં છું માટે તમો કાંઈ ધાંધલ કરતા નહિ. અને જો વધારે આપવાની ઇચ્છા હોય તોજ પોલીશને ખબર આપશો. એજ.

લી. સત્યવાદી બદમાસ.

ઉપર મુજબ ચીઠી વાંચવાથી રમેશને ઘણોજ ગુસ્સો ચડયો અને તરતજ તેણે પોલીસ સ્ટેશન ઉપર ટેલીફોનથી ખબર આપી કે હમણાં મારે ઘેરથી કોઈ **સત્યવાદી બદમાસ** બે લાખ રૂપીઆ લઇ ગયો છે અને તેના જમણા હાથ પર લાલના એક્કાની નીશાની છે માટે તેને પકડશો. આવી રીતે પોલીશ સ્ટેશનમાં ટેલીફોન કર્યો. તે ટેલીફોન સાંભળનાર મી. રાયજી કે જે ચોરી પકડવાના કામમાં ઘણોજ ચાલાક

લેખાતો તેણે શહેરમાં સર્વ ઠેકાણે જાહેર નોટીશ ચોંટાડીને સર્વે માણસોને ખબર આપી કે જો કોઈ સત્યવાદી બદમાસને પકડી લાવશે તો તેને પાંચ હજાર રૂપીઆનું ઇનામ મલશે.

---

# પુષ્પ, ૬ ઠું.

## ઉર્મીલા.

જ્યારે ગુલાબરાય ઉર્મીલાને ઘેર પૈસાની મદદ માટે ગયેલ, વખતે ઉર્મીલા તો કોઈ બીજાનુંજ રટણ કરતી હતી. તેમને ઘેર એક મોટરડ્રાઇવર હતો. જેનું નામ મી. જીણાલાલ હતું. આપનાં ઉર્મીલા તો તેમનામાં અંજાઈ ગયાં હતાં. તેજ વખતે મોટર ગેરેજમાં જીણાભાઇ હાથમાં લુગડાંનો કકડો લઇને સાફસફ કરતા હતા. એટલામાં તેને ઉર્મીલા યાદ આવતાં તરત મોટર લઇને ઉર્મીલાને બંગલે જઇને તેમના પિતા રમેશને કહ્યું કે, શેઠ ફરવા જવા માટે મોટર લાવ્યો છું. ત્યારે રમેશચંદ્રએ જવાબ આપ્યો કે, આજ મારી તબીયત બરાબર નથી. માટે ઉર્મીલાને ફરવા લઇ જા. એટલે ઉર્મીલા તરત રેશમી કપડાં પહેરીને મોટરમાં તૈયાર થઈ, ત્યારબાદ મી. જીણાએ મોટરનું ભુંગળું વગાડતાં આગળ ચલાવ્યું. હવે મોટર ગ્રાંન્ડરોડ તરફથી બોરીબંદરના રસ્તે મ્યુઝ્યુમ થઇને પાલવાબંદરે તાજમહાલ હોટલ આગળ થોભી. એટલે બંને જણાં અરસપરસ બગલમાં હાથ નાંખીને તાજમહાલની વિઝીટ લેવા હોટલમાં ગયાં, ત્યાં જરા કેવડાનું શરબત તેમજ બીજું ડ્રીંન લઇને ફરી બંને જણા બહાર મોટરમાં આવીને

વાતચીત કરવા લાગ્યાં. ઉર્મીલાએ જીણાને કહ્યું કે મારા ચિતડાના ચોર આજે આપણને ખુશી થવાનું છે. કેમકે મારા લગ્ન હવે ગુલાબરાય સાથે નહિ થાય. આજે મારા પિતાએ ગુલાબરાયને સાફ ના પાડી છે. હવે એક કાંટો આપણા પ્યારમાં વાંધો નાખે છે. તે એજ કે જો મારા પિતાનું મૃત્યું થાય તોજ આપણે સાથે રહી શકશુ. હવે આમ ખાલી ખાવાપીવાની તેમજ હરવા ફરવાની મોજ શોખથી મને સંતોશ થતો નથી. ત્યારે મી. જીણાએ કહ્યુ કે આજ રાત્રે હું પાછળના દરવાજે એવી રીતે આગ લગાડીશ કે જોત જોતામાં આપનું મકાન સળગીને રાખ થઈ જશે. ત્યારે ઉર્મીલાએ જણાવ્યુ કે થોડા દહાડા સબુર કર. આવી રીતે છેક અંધારૂં થવાથી મોટર ઘર તરફ વળી અને ફેલાફેલ થઈને બંગલે પોચી ગઇ તેજ રાત્રે રમેશચંદ્ર સુતા હતા. અને એકાએક ટેલીફોન તેમના પર આવ્યો. જે લેવા રમેશચંદ્ર રીસીવર ઉચકીને વાત સાંભળવા માંડી તેમાં ટેલીફોન કરનાર એક દલાલ હતો, તેણે રમેશચંદ્રને કહ્યું કે આજે તમને રૂપીઆ પંચોતેર લાખની ખોટ છે. માટે તમે જો આવતી કાલે તે રૂપીઆ નહિ ભરોતો તમારાં ઘર પર જપતી આવશે અને તમામ મિલ્કત અમારે કબજે થશે. હવે ઉપરની ખોટનો શબ્દ જેવો રમેશના કાને આવ્યો કે તરત રમેશને મુર્છા આવી ગઇ. તે હમેશ માટે દુનીયાનો ત્યાગ કરીને ગુજરી ગયો ! અને બીજે દહાડે તેમનો તમાંમ સામન પોલીસને સ્વાધીન થયો. એટલે ઉર્મીલાને છેક ભીખ માગવાની સ્થીતી થઈ. હવે અત્યારે તેને ગુલાબરાયનો ખ્યાલ આવ્યો, કે ગમે તેવો ગરીબ તોપણ તે પતિના સુખમાંજ આનંદ હોય છે. જે સુખ જાત મહેનતથી મેળવેલા એક પૈસામાં હોય છે તે સુખ બાપ કમાઇથી મળેલા કે કોઇના આપી દીધેલા પૈસામાં હોતું નથી.

# પુષ્પ ૭મું

## ઈનામ, રૂપીઆ દશહજાર.

મણીલાલ ઓફીસમાં બેઠો હતો તેવામાં મનજી કરીને કોઈ માણસ હિસાબ આપવા આવેલ, તેનું ખાતું તપાસીને મણીલાલે મનજીને જણાવ્યું કે તમારે ખાતે સતાંણું હજાર રૂપીઆ છે. તેનો હિસાબ એજ કે સતર વર્ષના સતર પંચાં પંચાણું અને બેહજાર વ્યાજના એટલે દર વરસના પાંચ હજાર લેખે સતર વર્ષના પચાણું હજાર રૂપીઆ થયા અને વ્યાજ સાથે સતાણું હજાર થયા. એટલે ભોળો મનજી નગદ પૈસા આપી પોંચ લખાવીને ચાલતો થયો. પોંચમાં મણીલાલે સતાસી હજાર રૂપીઆ મળ્યાનું લખેલ અને દશ હજાર ગજવામાં મૂકયા હવે મનજીએ ગુલાબરાય આવતો હતો એટલે ગુલાબરાયને પેલી પોંચ બતાવતાં પૂછ્યું, કે આમાં સતાંણું હજાર લખેલ છે કે નહિ? ત્યારે ગુલાબરાયે કહ્યું કે નહિ. આમાં દશ હજાર ઓછા છે પછી મનજીના બદલા માટે ગુલાબરાય સાધારણ જોગીના રૂપમાં ભિક્ષાનદેહી કરતો મણીલાલ પાસે પૈસો માંગવા જાય છે. એટલે મણીલાલે જવાબ આપ્યો કે, તારા બાપનું કાંઈ ખાતું છે? આથી ગુલાબરાયને ગુસ્સો ચડ્યો અને તરત મણીલાલના પાસે પૈસાની પેટી પડેલ તે લઇને ગુલાબરાયે ચાલવા માંડ્યું. એટલે મણીલાલે તરત ગુલાબરાયને પકડ્યો. પણ તરત ગુલાબરાયે મણીલાલને બે લાફા લગાવીને કહ્યું કે નીચ તું ગરીબ પાસેથી હરામના પૈસા લે છે માટેજ તારાં અભિમાનનો અંત લાવવા આજે હું આહી આવ્યો છું. ત્યારે મણીલાલે ગુલાબરાયને પુછ્યું કે, અરે પણ તું કોણ મુઓ છે?

ત્યારે ગુલાંબરાયે કહ્યું કે હું સત્યવાદી બદમાશ છું અને તારા જેવા નેજ શિક્ષા કરૂં છું આમ કહી એક લાત એવી મારી કે જેથી મણીલાલ નીચે પડતાંજ મરી ગયો. અહા કુદરત કેવી છે દુનિયામા લક્ષ્મીના લાલચમાં કેટલાએ લોકો કેદખાનાંમાં જાય છે, ઇશ્વર ના ગુનેગાર થાય છે, છેવટે લક્ષ્મીની લાલચમાં કેટલાક મુર્ખ લોકો ન કરવાનું કામું કરે છે. તો પણ લક્ષ્મી ગરીબ તેમજ તવંગરને નાચ નચાવે છે. પણ નથી જાણતા કે આ બધું હંમેશ નથી રહેવાનું સર્વને સમજવાનું છે કે—

## ( ગઝલ )

ભરોસે શું રહ્યા ભૂલી પલકમાં પ્રાણ જવાના.
સમાધિ સાધવી, છે શી હૃદયના મંત્ર શા શા છે.
વજેલી મૂઠીએ આવ્યા કશું સાથે નથી લાવ્યા,
ધરાધન ધામને મેલી સ્મશાને સૌ સમાવાના.
ખબર પલની નથી પડતી નથી ગુણ દોસની ગણતી.
ચંડલા કાળની ચોટે જઇ નિશ્ચે ચલાવાના,
સદા સત સંગને લીધે વળી શુભ વાકયને બોધે,
કૃપા શ્રીરામની થાતાં નથી નિશ્ચય દબાવાના.

**( સત્યવાદી બદમાશ )**



# પુષ્પ ૮મું.

## અલૌકીક "ચંપા"નું ફુલ

હવે ગુલાબરાય બીજે દહાડે શહેર બહાર ફરવા નીકળેલ ત્યારે રસ્તાપરની નોટીસમાં વાંચ્યું કે, "**સત્યવાદી** બદમાશને પકડનારને ઇનામ રૂપીઆ પાંચ હજાર" આ વાંચવાથી ગુલાબરાયને ગુસ્સો ચઢયો અને તેથી એક પત્ર રાયજી ઉપર લખ્યો.

મી. રાયજી મેં જે બે લાખની ચોરી કરી છે તે માટે તમોએ પાંચ હજારનું ઇનામ કાઢેલ છે પણ હું આપને જણાવું છું કે જો કોઇ પણ માણસ મને પકડશે તો તેને હું પાંચ હજાર નહી પણ સામે દશ હજાર રૂપીઆ આપીશ. જો મને પકડવાની આપની ઇચ્છા હોયતો આવતી કાલે સવારે દશ વાગે વાલકેશ્વર ઉપર લીલીક્રોટેજના બંગલામાં હું તમને મલીશ!

લી. **સત્યવાદી બદમાસ.**

દરમીઆન બીજે દીવસે રાયજી ગુલાબરાયને પકડવા માટે લીલીક્રોટેજ ના બંગલે ગયો. ત્યાં જઇને જુએ છે તો બારણામાં કોઇ વૃધ્ધ પુરૂષને "**સત્યવાદી બદમાશ**" ની ચોપડી વાંચતો જોયો, રાયજીએ તેને પૂછયું કે, અહીં કોઇ બદમાસને તમે જોયો છે? ત્યારે જવાબમાં પેલા વૃધ્ધ માણસે કહ્યું કે, હમણાંજ તે અહીં આવેલ હતો અને તેથી મેં તેને આ મકાનમાં કેદ કરેલ છે. લ્યો આ તેની ચાવી તમે તેને લઇ જાઓ, પછી મી. રાયજીએ ઉમંગમાં તાળું ખોલીને દરવાજામાં પગ મૂકયો, એટલે તે પોતેજ ત્યાં કેદ થઇ ગયો. તેને કેદ કરનાર પેલો વૃધ્ધ માણસ જે હતો તે વૃધ્ધ નહિ પણ વૃધ્ધના રૂપમાં ગુલાબરાય પોતેજ

હતો. તેણે રાયજીને ચાલાકીથી કેદ કર્યો. જ્યારે રાયજી અંદર ગયો ત્યારે ગુલાબરાયે કલ દાબી એટલે બંને બારણાં બંધ થઈ ગયાં પછી એક પત્રમાં લખ્યું કે, મી. રાયજી તમો મારા ઉપર ઘણાજ ગુસ્સે થયા હશો, પરંતુ મેં આપને અગાઉથી જણાવ્યું હતુ, તો પણ તમે મને ઓળખ્યો નહિ. તમને જે વૃદ્ધ માણસ જોવામાં આવ્યો તે હું પોતેજ હતો. તમે ગભરાંમા નહિ. આં દરવાજો અર્ધા કલાક પછી આપોઆપ ઉગડી જશે, લ્યો સાહેબજી, હવે બીજી વખતે મળશુ એજ...

લી. તમે જેને પકડાવા આવેલ તેજ તમારો સરદાર

" સત્યવાદી બદમાસ "

થોડી વારે રાયજી ત્યાંથી છુટો થયો તેને મનમાં વિચાર આવ્યો કે આવો ચાલાક ચોર હજુ મને મલ્યો નથી દરમીઆન ગુલાબરાય ફરવા જતો હતો એટલામાં તેના કાને બચાવો બચાવોની બુમ સંભળાઈ જેથી ગુલાબરાય જે બાજુથી અવાજ આવતો હતો તે તરફ જાય છે ત્યાં તેની નજરે એક અબળા ઉપર બે મવાલી બળાત્કાર કરવા માટે પકડીને લઈ જતા હતા તરત ગુલાબરાયે તેમની સાથે મારા મારી કરી અને તે બાળાને છોડાવી પછી તે બેમાંથી એકતો ક્યારનો પસાર થઇ ગયો હતો અને બીજો રહેલ તેને ગુલાબરાયે કહ્યું કે હરામખોર તમો એટલું પણ જાણતા નથી કે દુનિયા હંમેશા સત્યથીજ ચાલે છે, ઇશ્વર મનુષ્યને જ્યારે બળવાન શા માટે બનાવે છે તે તમે જાણો છો ? નબળા ઉપર જુલમ ગુજારવા માટે નહિ, પણ કેવળ નબળાનું બળવાને રક્ષણ કરવું જોઇએ. દુનિઆમાં હમેંશા શેર ઉપર સવાશેર અને સવા શેર ઉપર સવા પાંચ શેર પડેલા છે. એટલું કહીને તેને જવા દીધો પછી ગુલાબરાયે અત્યાર સુધી શાંન્ત પણે જોઇ

રહેનાર અબળાને પૂછ્યું કે તમે કોણ છો? અને અહીં કેમ સપડાઇ ગયાં ત્યારે તે અબળાએ કે જેનું નામ ચંપાવતી હતું તેણે ગુલાબરાયને જણાવ્યું કે મારૂં નામ ચંપાવતી છે હું કૃષ્ણાપુરીના રાજાચંદ્ર શીખરની પુત્રી છું આજે મારી વર્ષ ગાંઠ હોવાથી હું દર્શન કરવા ગએલ ત્યાંથી પાછી વળી એટલામાં બદમાસે મને ફસાવી પરંતુ તમે મને મદદ કરનાર કોણ છો? તે જો હરકત ન હોય તો જણાવશો ત્યારે ગુલાબરાયે જવાબ આપ્યો કે બાળા, હાલતો હું સત્યવાદી બદમાશના નામે ઓળખાઉં છૂં પણ મારૂં સાચું નામ પાછળથી જણાવીશ ત્યાર બાદ જતાં જતાં ચંપાએ ગુલાબરાયને પોતાની આંગળીમાંથી એક વિંટી ઉતારીને આપી અને દરબારમાં મળવાનું કહી ત્યાંથી ચાલતી થઇ તેના ગયા બાદ ગુલાબરાયે વિચાર કર્યો કે, અહા કેવું અલૌકીક "ચંપાનુ" ફુલ ખરેખર ચંપા ગઇ પણ તે પોતાની સુવાસ અહીં મને આપતી ગઇ. અહા એ ગઇ જતાં એની છબી મારી નજરમાંથી ગઇ નથી. આટલું કહીને તે શેર તરફ વળ્યો.



# પુષ્પ ૯ મું.

## હું કોણ ?

થોડા દિવસ બાદ ગુલાબરાયે વિચાર કર્યો કે હવે મારે લોકમાં જાહેર થવું જોઇએ, તોજ ચંપાને મળી શકાય. પછી એક પત્ર રાજા ચંદ્રશીખર ઉપર લખીને રાજ કચેરીમા મોકલાવ્યો. ત્યાં મી. રાયજી તથા બીજા અન્ય અમલદારો અને રાજા ચંદ્રશીખર વગેરે બેઠેલ હતા. તેવામાં એક પટાવાળાએ આવીને તે પત્ર ચંદ્રશીખરને આપ્યો, એટલે તે પત્ર વાંચવા માંડયો. તેમાં આ પ્રમાણે લખ્યુ હતું.

રાજાધિરાજની હજુરમાં આજે રાત્રે હું શહેરમાં લૂટ કરવા જઇશ માટે કાંઇ બંદોબસ્ત કરવો હોયતો કરશો. લી.

સત્યવાદી બદમાસ

આ પત્રથી સભામાં ધમાલ થઇ રહી. મી. રાયજીએ રાજાને વાત કરી કે તે બદમાસ ગણોજ ચાલાક છે. આજ બે માસ થયાં તેને પકડવા હું ગણીએ મહેનત કરૂં છું પણ તે મારા સપાટામાં આવતો નથી. પછી રાજાએ સર્વે જણને ચેતવણી આપી કે આજે શહેરમાં તમામ દરવાજા બંધ રખાવશો. અને રાયજીને ભલામણ કરી કે તમો આજે રાત્રે શહેરમાં તપાસ રાખશો, ત્યાર બાદ કચેરી બરખાસ થઇ. અને રાજા મહેલમાં ગયા, ત્યાં ચંપાએ વાત કરી કે પિતાજી, મને ગઇ કાલે કોઇ બે મવાલીએ ફસાવી હતી. અને તે વખતે કોઇ સત્યવાદી બદમાસે મને છોડાવી. પણ નવાઇની વાત એજ કે તે બદમાસતો બદમાસ પણ પાછો સત્યવાદી એ નવાઇ જેવું છે. ત્યારે રાજાએ કહ્યું

કે આજે રાત્રે તેને પકડવા હુ શહેરમાં છૂપા પોષાકમાં ફરીશ. દરમીયાન રાત્રી થઈ. મધરાત પછી ગુલાબરાય એક લુટારાનાં કપડાં પહેરીને શહેરમા લૂંટ કરવા નીકળ્યો. તે જાણતો ન હતો કે આજે રાજા તેમજ મી. રાયજી મારી તપાસ માટે નીકળશે ! પછી જરા આગળ ચાલ્યો, એટલામાં દુરથી રાજાએ ગુલાબરાયને જોયો તેથી એક સીટી મારીને પોતાની પાસે બોલાવ્યો. ત્યારે ગુલાબરાયે તેને વાત કરી કે ચાલ દોસ્ત આજે તું ઠીક મલી ગયો. આમ કહીને બને જણા એક મકાન નજીક થોભ્યા ત્યાં ગુલાબરાયે રાજાને કહ્યું કે તું જરા અહીં ઉભો રહે, હું અંદર જઈને પાછો આવું છું. હવે અહીં ગુલાબરાય નોતો જાણતો કે આ રાજા છે તેને એમજ લાગેલું કે આ પણ કોઇ ચોર છે. પછી ગુલાબરાયે અંદર ઉતરીને એક કમાડ ઉગાડવા જાય છે ત્યાં કાંઇ અવાજ થયો જેથી ત્યાં સુતેલ ઘરવાળી ઉગમાં બોલી કે, અત્યારે કોણ છે, "બાઈ" હવે ગુલાબરાયે વિચાર કર્યો કે મને આ બાઇએ બાઈ કયો માટે મારાથી અહીં ચોરી થાય નહિ. પછી તે ત્યાંથી બહાર આવીને જરા બીજી જગાએ ગયો ત્યાં બંને જણા કોઇ શ્રીમંતના ઘરમાં દાખલ થયા, ત્યાં એક વાસણમાં મીઠું ભરેલું હતું તે જોવાથી ગુલાબરાયે રાજાને કહ્યું કે અરે યાર અહીંતો આપના સારાં સુકન થયાં છે. કેમકે સરૂઆતમાંજ મીઠું મો કરીએ એમ કહીને ગુલાબરાયને તે સાકર લાગવાથી ભુલમાં જરા મોંમાં નાખ્યું તરત તેને માલમ પડયુ કે આતો સાકર નહિં પણ નીમક હતું પછી રાજાને વાત કરી કે અહીં પણ આપનાથી ચોરી થશે નહિ, કેમકે આ માલીકના ઘરનું નીમક મારા પેટમાં ગયું માટે મારાથી નીમકહરામ થશે નહિ. એટલે રાજા અને ગુલાબરાય જરા બહાર આવ્યા ત્યાં રાજાએ ગુલાબરાયની પરિક્ષા કરવા

માટે કહ્યું કે હવે આપણે રાજ મહેલમાં જઈએ, ત્યાં રાજાની પુત્રી ચંપાવતીનું જવેરાત ઉઠાવી લાવીએ. ત્યારે ગુલાબરાયે જવાબ આપ્યો કે, માફ કર ભાઈ, મારાથી ત્યાં પણ અવાશે નહિ કેમકે એક દિવસ જેને મેં બચાવી તેનુંજ ખરાબ કરતાં મને આવડતું નથી. ત્યારે રાજાએ મનમાં વિચાર્યું કે આ ચોર નથી પણ ખરેખર લાયક માણસ ગૃહસ્થ હોવો જોઇએ. પછી રાજાએ ગુલાબરાયને પોતે કોણ છે ને વાત જણાવી દીધી, ને તેનાં આવાં શુદ્ધ ચરિત્રથી ખૂશ થઇને બીજે દહાડે રાજ સભામાં આવવાનું જણાવી અને ત્યાંથી છુટા પડયા.



# પુષ્પ ૧૦ મું.

## ગુલાબરાયની ચઢતી દશા.

ગુલાબરાય ત્યાંથી જરા આગળ ચાલ્યો, તેટલામાં મી. રાયજીએ ગુલાબરાયને જોયો, રાયજી તરત ગુલાબરાયને પકડવા જતો હતો, પરંતુ ગુલાબરાય ચેતી જવાથી મી. રાયજીને ગુલાબરાયે પાછળથી આવી, પગમાં આંટી નાંખીને નીચે પાડી દીધો. અને પછી જરા ઉતાવળથી તે શહેરના દરવાજા પાસે આવીને જુએ તો દરવાજા બંધ જોયા તેથી સમય સુચકતા વાપરીને તેણે દરવાજાની દેખરેખ રાખનાર માણસને કહ્યું કે આવતી કાલે રાજ કચેરીમાં મોટી ધામધુમ છે. જેના માટે અત્યારે મને રાજાજીએ હુકમ કર્યો છે. જેથી હું હમણાં હારગુંથવા

માટે ફુલો લેવા શહેર બહાર જાઉં છું, માટે દરવાજો ખોલી આપ. જો નહિ ખોલી આપે અને મારા પેટ ઉપર લાત આવશે તો તેનો તું જવાબદાર છે. જેથી બીકને લીધે તે માણસે ગુલાબરાયને શહેર બહાર જવા દીધો. તેની પછવાડે મી. રાયજી આવશે એમ ગુલાબરાય જાણતો હોવાથી તે સરોવર કિનારે જઈને જરા મોટા અવાજે રડવા લાગ્યો. થોડીવાર થઈ એટલે મી. રાયજી ત્યાં આવ્યો. રાયજીને લાગ્યું કે કોઈ ગરીબ રડતું લાગે છે, જેથી ગુલાબરાય પાસે જઈને રાયજીએ પૂછ્યું કે ભાઈ તું શા માટે રડે છે? ત્યારે ગુલાબરાયે જવાબ આપ્યો કે ભાઈ, કાંઈ કહેવા જેવી વાત નથી. હમણાંજ હું પાસેના ગામમાં જતો હતો ત્યાં કોઈ માણસ આવીને મને લૂંટી ગયો. હજુ તે સાંમે કિનારે જવા માટે તરતો તરતો પાણીમાં પેસી ચાલ્યો જાય છે. તરત મી. રાયજીએ તેને કહ્યું કે ભાઈ તું રડીશ નહિ. અહીં મારા કપડા સાચવ! એટલે હું તેને પકડી લાવું છુ. હવે પાણીમાં કાંઈ ખરો માણસ ન હતો તે તો માટીનો ઘડો હતો, અને તે ગુલાબરાયેજ પાણીમાં તરતો છોડી દીધો હતો. હવે મી. રાયજી અર્ધા કલાકને આસરે તે ઘડાની નજીક જઈને તરત તેના ઉપર તલવારનો ઘા કર્યો જેથી તે ઘડો ભાંગી ગયો, અને પાણીમાં નીચે જઈ બેઠો. હવે રાયજીને જણાયું કે જરૂર કિનારા પરનો માણસ તેજ બદમાસ હોવો જોઈએ. પછી જેમ તેમ કરીને તે કિનારે આવ્યો, અને જુએ તો તેનાં કપડાં ત્યાં હતા નહિ, તેનું એમજ બનેલ કે જ્યારે મી. રાયજી પાણીમાં બદમાસને પકડવા ગયો એટલામાં ગુલાબરાય તેનાં કપડાં પહેરીને શહેરમાં જતાં જતાં તે દરવાજાના માલીકને ભલામણ કરતો ગયો હતો કે, કદાચ કોઈ માણસ આવે તો તેને પકડીને સવારે રાજ સભામાં હાજર કરજે હવે રાયજી

દરવાજામાં આવ્યા એટલે તરત પેલા માણસે તેને બાંધ્યો અને એક ઓરડામાં પુરીને મેથી પાક જમાડ્યો રાયજીનુ કહેવુ અત્યારે તેણે સાંભળ્યુ નહિ તેનો એમજ ધારતો હતો કે રાયજી તો શહેરમાં ગયા અને આ ચોર છે હવે જેમ તેમ સવાર થઇ અને ગુલાબરાય પોતાના ખરા પોશાકમાં રાજ કચેરીમાં હાજર થયો ત્યાં બીજા ઘણા માણસો હતાં થોડીવાર થઇ એટલે એક નોકર અંદર આવીને રાજાને કહેવા લાગ્યો કે, મહારાજ આજે કોઇ બદમાશ મારા હાથમાં પકડાયો છે. તરત તેને હાજર કરવાનુ કહ્યું જેથી મી. રાયજીને બાંધીને હાજર કરવામાં આવ્યો તરત રાયજીને રાજાએ પૂછ્યુ કે ભાઇ રાયજી તમે કેમ પકડાયા ? ત્યારે રાયજી એ જવાબમાં સઘળી બનેલી બીના જણાવી પછી બધાને હસવું આવ્યુ ત્યાર બાદ રાયજી અસલ સ્થીતીમાં આવી ગયો ગુલાબરાયે રાયજીની માફી માંગી કે મે આપને અત્યાર સુધી હેરાન કર્યા માટે માફ કરજો ત્યાર બાદ રાજાએ ગુલાબરાયને કહ્યું કે તમારાં પરાક્રમથી હું ખુશ થયો જેના માટે હું તમને મારી પુત્રી ચંપાવતી આપું છું. ત્યારે ગુલાબરાયે વાત કરી કે કૃપાનિધાન, મારી પાસે કાંઈ પૈસા નથી, તો આપની પુત્રીને લાયક હુ કેમ હોઇ શકુ ? ત્યારે રાજાએ ફરી જણાવ્યુ કે, દુનિઆમાં પૈસાતો આજ છે અને કાલે નથા. પણ હંમેશા માણસમાં સદ્‌ગુણો હોય છે તેજ કામ લાગે છે. કારણ કે ગુણતો માણસ મરે છે તેના સાથે જ મરે છે, તેમાં તો બાઇ પણ ભાગ માગી શકતો નથી. કે ચોર ચોરી પણ કરી શકતો નથી. કહેવત છે કે...

**" ભાગ્ય ફરે તો ભૂપતિ ભમતો માગે ભીખ "**

માટે હંમેશા માણસ ઉપર ક્યારે પૈસાની આફત આવશે તે કાંઈ જાણી શકાતું નથી. છેવટે ગુલાબરાયે હા પાડી અને એક માસની મુદત પછી લગ્ન કરવાનો વિચાર કર્યો. ત્યારબાદ ગુલાબરાયે ગરીબો માટે ભિક્ષાવૃતીનાં તેમજ ધર્મશાળા વગેરે બંધાવ્યાં અને લગ્ન થયા પછી તેજ દિવસે ગરીબ અપંગ ભિક્ષુકોને રૂપાં નાણું દાનમાં આપવા માંડયું. ત્યાં કોઇ બાઈ જરા ભિક્ષા માટે આવી, તે આવનાર બાઇ ઉર્મીલાજ હતી. આપણે આગળ વાંચી ગયા કે તેમના પિતા ગુજરી ગયા બાદ તમામ મિલકત પોલીસને સ્વાધીન થવાથી ઉર્મીલાની આવી ગરીબ હતી. જેથી ગુલાબરાયે ઉર્મીલાને પૂછ્યું કે તમારી આવી છેક દશા કેમ થઈ! ઉર્મીલાએ ત્યારે બધી બીના જણાવી, અને ગુલાબરાયને ચરણે પડીને ક્ષમા માગતાં જણાવ્યુ કે હજુ હું પવિત્ર છું મારા શીયળને કલંક નથી લાગ્યું તો તમે મારો સ્વીકાર કરો ગુલાબરાયને આ વાત ઠીક લાગવાથી ઉર્મીલાનું પ્રાય શ્રીત કરી અને તેની સાથે પણ લગ્ન કર્યા જેથી ચંપાવતીને ઘણોજ આનંદ થયો કેમકે કોઇનું પણ સારૂં થાય તેમાંજ તે ખુશી હતી. પછી પરણ્યાની પહેલી રાત્રે ગુલાબ, ચંપા, અને ઉર્મીલા શરદ પુનેમના ચંદ્રનાં અજવાળાંમાં પ્રેમ ચેષ્ટા કરવા લાગ્યાં તેમની આ ગમતથી આકાશમાં ચંદ્ર શરમાઇને વાદળાંમાં ઢંકાઈ ગયો જેથી ત્યાં અંધારૂં થવાથી ત્રણેજણાં એકાંત જગાએ ચાલ્યાં ગયાં જ્યાં ગુલાબ, ચંપા, અને ઉર્મીલાનીત્રીપુટી સિવાય કોઇ ન હતું ત્યાં ચંપાની સાથે ગુલાબની

" ઉર્મા " એ પોતાનો અર્ધો ભાગ લીધો ત્રણેનો સદા જય હો અને હું પ્રાર્થું છું કે ઇશ્વર એમની ઉમર એકસો અગીયાર વર્ષની આપે.

**સત્યવાદી બદમાશનો જય.**

---

## —: ઇશ્વરને ચર્ણે :—

### " ગઝલ "

**ગુ**ણો સારા તું આપી દે- અહોનિશ દેશ હિત કરવા.
  અમારા બાહુમાં બળદે- અનેરાં દેશ હિત કરવા:—
**લા**જ શાંન્તી ને ધીરજ- સદાદે દુ:ખ સહવાને.
  હજારો હુન્નરો દેજે- ગરીબોનાં ભલા માટે:—
**બ**ગેલો કોઇકકા પાપે- અમોને શીદ સતાવે,
  ધરીશ તું ધ્યાન કોનાં તે- મને પણ કંઇ કહેતોજા:—
**રા**જ્યના રંગ અધુરા છે- પૂરેપુરા તું જોતો જા,
  પ્રવાસી એકલો છે તું- અમોને સાથ લેતો જા:—
**ય**મરાજ થી....... બચવા- સદા સંભાળ તું લેજે,
  પ્રગટ કર્તા કહે પૈસા- મૂવા વખતે મળ્યાથી શું:—

**ગુલાબરાય બી. અંતાણી.**
( " સત્યવાદી " બદમાસ )

**—:: સમાપ્ત ::—**

છપાય છે.] ——— [છપાય છે.

[—]તુરત બહાર પડશે.[—]

સંસારની આધી, વ્યાધી, અને ઉપાધીથી સળગતી

*દાવાનળનો તાદ્રશ ચિતાર.*

# ઝેહેરી સંસાર

યાને

# સીતમગર શયતાન.

—:[થોડા વખતમાં બહાર પડશે]:—

પાના ૧૨૫


લેખક:—(કચ્છી)

**ગુલાબરાય બી. અંતાણી.**

૨૦, ટોપીવાલા લક્ષ્મી ચાલ લેમિંગ્ટન રોડ,

મુંબઈ. ૭



છપાવી પ્રસિધ્ધ કર્તા-**ગુલાબરાય બી. અંતાણી.**

૨૦ ટોપીવાલા ચાલ લેમિંગ્ટનરોડ **મુંબઇ ૭.**

છાપનાર, **મણીલાલ ભગવાનદાસ.**

શ્રી મહેશ્વર પ્રીં પ્રેસ બરાનપુરી ભાગળ—**સુરત.**